# ઇગ્લૂક ની સીલ



બર્નાર્ડ વાઇસમેન



ઇગ્લૂક સૂતો હતો.

એના પિતા એ એને હલાવ્યો.

"ઉઠ, બેટા," એણે કહ્યું.

"આજે તું મારી સાથે શિકાર કરવા આવજે."

ઇગ્લૂક ની માઁ એ કહ્યું'

"એ હજી ફક્ત છ વર્ષ નો છે."



એના પિતા હસ્યા.

"હું મારા પહેલા શિકાર વખતે એનાથી પણ નાનો હતો."

ઇગ્લૂક ની માઁ એ બ્લબર (વ્હેલ માછલી ની ચરબી) ની કાતરી કરી.

એણે કહ્યું, "આ ખાવાનું લે."



બધાએ વ્હેલ ની ચરબી ખાધી.

પછી શિકાર કરવાનો સમય થયો.

ઇગ્લૂક અને એના પિતા એ સીલ ની ચામડી ના બૂટ,

ફર કોટ અને ફર ના હાથમોજા પહેર્યા.



ઇગ્લૂક ના પિતા એ સ્મિત કર્યું.

"મેં તારે માટે કંઇક બનાવ્યું છે," એણે કહ્યું.

પછી એણે ઇગ્લૂક ને એક નાનો કાંટાળો ભાલો
(હારપૂન) આપ્યો.



"હવે આપણે જઇયે," એના પિતા એ કહ્યું.

અને તેઓ સરકી ને એના બરફ ના ઘર

(ઇગ્લૂ) માં થી  બહાર ગયા.



એમણે કૂતરાઓ ને સ્લેડ (બરફ પર
ચાલતી ગાડી) સાથે બાંધ્યા.

ઇગ્લૂક ના પિતા એ બૂમ પડી, "મુશ!"

કૂતરાઓ એ સ્લેડ ને તેજીથી ખેંચી.

થોડીવાર માં એ બરફ પાસે આવ્યા.



એમણે સ્લેડ છોડી દીધી.

ઇગ્લૂક ના પિતા એ કહ્યું,

"હવે આપણે બરફ પર ચાલશું નહીં.

આપણે બરફ પર સરકશું.

સીલ એમ  સમજશે કે આપણે પણ સીલ છીએ.

અને એ આપણા થી ડરશે નહીં.

એ બરફ પર સરકવા લાગ્યા.

ઇગ્લૂક ના પિતા એ ઈશારો કર્યો.

"ત્યાં," એ ગણગણ્યા, "લાગે છે મને એક સીલ દેખાય છે."





સીલ ને સારી રીતે જોવા માટે
ઇગ્લૂક ઉભો થઈ ગયો.

સીલે ઇગ્લૂક ને જોયો.
સીલે જોયું કે ઇગ્લૂક સીલ નથી.
સીલે બરફ ના એક છિદ્ર માં ડૂબકી મારી અને ગાયબ થઈ ગઈ.



"મને માફ કરશો," ઇગ્લૂકે કહ્યું.
એના પિતા એ કહ્યું,
"આપણે બીજી સીલ શોધીશું."

એને એક સીલ નહીં,
બે સીલ મળી -
એક મોટી અને બીજી નાની.
ઇગ્લૂક ના પિતા ગણગણ્યા,
"તું તારો ભાલો અહીં થી ફેંકી નહીં શકે,
આપણે સરકી ને સીલ પાસે જઈશું."







એ સરકતા સીલ પાસે ગયા.
મોટી સીલે જોયું કે એ લોકો સીલ નથી.
એ નાની સીલ પર ભસી.
બંને સીલ બરફ ના એક છિદ્ર તરફ
ઠેકડા મારીને જવા લાગી.

"જલ્દી!" ઇગ્લૂક ના પિતા એ બૂમ પાડી.
"તારો ભાલો ફેંક! મોટી સીલ પર!"
ઇગ્લૂકે ઉછાળી ને એનો ભાલો ફેંક્યો.

મોટી સીલ છિદ્ર માં કૂદી ગઈ.
ભાલો બરફ સાથે ટકરાયો.



નાની સીલ હજી પણ છિદ્ર પાસે જવા ઠેકડા મારી રહી હતી.
ઇગ્લૂક ના પિતા તેજી થી દોડયા અને સૌથી પહેલા ત્યાં પહોંચ્યા.



"તારો ભાલો ઉઠાવ!" એણે ઇગ્લૂક ને કહ્યું.
"સરસ નિશાન લગાવ. એ સીલ દૂર નહીં જઈ શકે."

ઇગ્લૂકે એનો ભાલો ઉઠાવ્યો.
પણ, એણે ભાલો ફેંક્યો નહીં.



"કેમ?" એના પિતા એ બૂમ પાડી.
"તું શેની રાહ જોઈ રહ્યો છે?"
ઇગ્લૂકે કહ્યું, "આ સીલ બહુ નાની છે.
એ તો બસ એક બચ્ચું છે."

"આપણે એને ખાવી પડશે," એના પિતા એ કહ્યું.
અને એણે પોતાનો ભાલો ઉઠાવ્યો.



ઇગ્લૂક એના પિતા અને
બેબી સીલ ની વચ્ચે કૂદી પડયો.
"નહીં, પિતાજી, નહીં," એણે વિનવણી કરી.
"આપણે ફક્ત મોટી સીલ ને જ ખાઈશું."

"મારી વાત સાંભળ," એના પિતા એ કહ્યું.

"માઁ સીલ ચાલી ગઈ છે.

હવે બેબી સીલ એની માઁ નું દૂધ પી નહીં શકે.

અને એ માછલી ખાવા માટે બહુ નાની છે.

એ ભૂખ થી મરી જશે.

અથવા તો કોઈ ધ્રુવીય રીંછ એને ખાઈ જશે."



"એવું નહીં થાય," ઇગ્લૂકે આક્રંદ કર્યું.

એણે બેબી સીલ ને ઉઠાવી અને એને

સ્લેડ સુધી લઈ ગયો.



ઇગ્લૂક બેબી સીલ ને એના ઘરે લઈ આવ્યો.

એની માઁ એ કહ્યું, "લાગે છે તું કંઈક લઈ આવ્યો છે!

લાગે છે તેં સારો શિકાર કર્યો છે."

ઇગ્લૂકે બેબી સીલ ને બરફ ની ભોંય પર મૂકી.
એની માઁ એ બૂમ પાડી, "પણ એ હજી હલી રહી છે!"
એના પિતા એ કહ્યું,
"કોઈ આશ્ચર્ય ની વાત નથી કે એ સીલ હલી રહી છે.
આપણા છોકરા એ એને ભાલા થી નથી મારી."





ઇગ્લૂક ની માઁ હસી.
"જો એ કેવી રીતે સૂંઘે છે અને જોઈ રહી છે.
એ એક નાના કૂતરા જેવી લાગે છે."

"એ કોઈ નાનું કૂતરું નથી," ઇગ્લૂક ના પિતા એ કહ્યું.
"એ એક બેબી સીલ છે.
એ હજી માછલી ખાવા માટે બહુ નાની છે.
આપણા ઘરમાં એને માટે દૂધ નથી.
લાગે છે એ ભૂખી મરી જશે."

ઇગ્લૂકે પૂછ્યું,
"શું એ એક કૂતરી નું દૂધ પી ન શકે?"
"જો, કૂતરા એ બેબી સીલ ને ખાઈ જશે,"
એના પિતા એ કહ્યું.

ઇગ્લૂક ની માઁ એ એક વાસણ માં માછલી અને બરફ નાખ્યા.

એણે થોડું માછલી નું સૂપ પકાવ્યું.

બેબી સીલે સૂપ સૂંઘયું.

પછી એ બધું સૂપ ચાટી ગઈ.



"ઠીક છે," ઇગ્લૂક ના પિતા એ કહ્યું,

"બેબી સીલ ભૂખી નહીં રહે.

પણ, મારા દીકરા, તારે એનું ભોજન અવશ્ય પકડવું પડશે.

એનું પેટ ભરવા માટે તારે શિકાર કરવો પડશે."



ઇગ્લૂકે સીલ નું માથું પંપાળ્યું.

"એ જે પણ ખાશે એ પકડવાની હું કોશિશ કરીશ.

પણ હવે એને એક નામ ની જરૂરત છે.

હું એને સુલક બોલાવીશ."



બીજે દિવસે ઇગ્લૂક ફરી એના પિતા સાથે ગયો.
એના પિતા એ કહ્યું, "હું જઈને શિકાર કરીશ.
તું બરફ માં કોઈ બાકોરું શોધ.
તું આ માછલી નો હૂક અને દોરી નો પ્રયોગ કર.
તારી સીલ માટે માછલી પકડ."

ઇગ્લૂકે માછલી ના કાંટા પર ચરબી નો એક ટુકડો ફસાવ્યો.

એણે એ કાંટા ને બરફ ના એક છિદ્ર માં નાખ્યો.



એને થોડું ખેંચાણ લાગ્યું.

એણે તુરંત લાઈન ઉપર ખેંચી.

પણ કાંટા માં કોઈ માછલી ફસાઈ ન હતી.

ઇગ્લૂકે એનો માછલી પકડવાનો કાંટો ફરી છિદ્ર માં નાખ્યો.

આ વખતે એણે એક જોરદાર ખેંચાણ ની રાહ જોઈ.



એણે લાઈન ઉપર ખેંચી.

આ વખતે હૂક માં એક મોટી માછલી ફસાઈ હતી!

ઇગ્લૂકે એની બેબી સીલ માટે ખોરાક પકડયો હતો.



એ રાતે સુલકે ફરી સૂપ નો એક કટોરો ચાટ્યો.

ઇગ્લૂકે કહ્યું, "તમે જોયું, પિતાજી?

બેબી સીલ ને જે જોઈએ એ હું પકડી શકું છું."

ઇગ્લૂક ના પિતા હસ્યા. "એને બહુ જલ્દી વધારે

ખોરાક ની જરૂર પડશે."

અને સુલક થોડા સમય માં વધારે ખોરાક લેવા લાગી.

રોજ રાતે એ વધારે સૂપ પીતી હતી.

થોડા સમય માં સુલકે માછલી ખાવાનું પણ શરુ કરી દીધું.

અને રોજ રાતે, એ પાછલી રાત કરતા વધારે માછલી ખાતી હતી.



હવે ઇગ્લૂક ને ઘણી માછલી પકડવી પડતી હતી.

હવે એ દિવસભર માછલી જ પકડતો રહેતો હતો.

લોકો ઇગ્લૂક પર હસતા હતા.

એક વૃદ્ધ માણસે એને કહ્યું, "તું એક વ્હેલ પકડ!

તો તારી સીલ ભૂખી નહીં રહે."



બાળકો એ ઇગ્લૂક ને ચીડવ્યો. એક છોકરા એ કહ્યું,

"ઇગ્લૂક આખો દિવસ માછલી પકડે છે. થોડા સમય માં એને આખી રાત માછલી પકડવી પડશે."

ઇગ્લૂક ની માઁ એ કહ્યું,

"જો બેટા, લોકો તારા પર હસે છે.

બાળકો તને ચીડવે છે.

અને માછલી પકડવાને લીધે

તારી પાસે રમવાનો સમય બિલકુલ બચતો નથી."

ઇગ્લૂક ના પિતા એ કહ્યું,

"તને શિકાર શીખવા નો સમય પણ મળતો નથી.

તું આખો દિવસ માછલી પકડે છે તારી બેબી સીલ માટે."



એક દિવસ જયારે ઇગ્લૂક માછલી પકડી રહ્યો હતો તો એની માઁ એ કહ્યું,

"મારા દીકરા ને રમવાનો સમય મળવો જોઈએ.

એને શિકાર કરવાનું શીખવા માટે પણ સમય મળવો જોઈએ.

હું આ સીલ થી છૂટકારો મેળવીશ."



માઁ એ સુલક ને બરફ ના

ઘર ની બહાર હાંકી કાઢ્યું.

એણે ભૂંકવાનો અને ગુરગુરાટી નો અવાજ સાંભળ્યો.

"ઓહ!" એણે ચીસ પાડી.

"લાગે છે કૂતરાઓ સુલક ને ખાવા ની કોશિશ કરી રહ્યા છે!

હું નથી ચાહતી કે એવું થાય."

એ બહાર દોડયા.

અને એણે કૂતરાઓ ને ભગાવ્યા.



જયારે ઇગ્લૂક ઘરે પહોંચ્યો તો એણે

જોયું કે સુલકે લડાઈ કરી હતી.

"શું થયું!" ઇગ્લૂકે પૂછ્યું.

માં એ એને બધી વાત કરી.

ઇગ્લૂકે કહ્યું, "જયારે હું માછલી પકડવા જઈશ ત્યારે હું

સુલક ને પણ સાથે લઈને જઈશ."

"તું એવું નહીં કરી શકે," એના પિતા એ કહ્યું.

"સુલક હવે બહુ મોટી થઈ ગઈ છે.

સુલક થી જ આખી સ્લેડ ભરાઈ જશે.

પછી હું જે કંઈ પકડીશ એને માટે કોઈ જગ્યા જ

નહીં બચે."

ઇગ્લૂકે કહ્યું, "પિતાજી, મહેરબાની કરીને મારે માટે એક સ્લેડ બનાવી દ્યો."

એના પિતા એ લાકડી ના ટુકડા ભેગા કર્યા.

લાકડીના ટુકડા અને ચામડી ની પટ્ટીઓ થી એણે

એલ સ્લેડ બનાવી.

એણે સ્લેડ ખેંચવા ઇગ્લૂક ને ચાર કૂતરા પણ આપ્યા.

બીજે દિવસે સવારે ઇગ્લૂક

સુલક ને બરફ પર લઈ ગયો.

ઇગ્લૂકે કહ્યું, "હું નથી ઈચ્છતો

કે તું ભાગી જાય."

એણે સુલક ના ગળા માં એક રસ્સી બાંધી.





ઇગ્લૂકે એક માછલી પકડી.

સુલક ભૂંકવા લાગ્યું અને રસ્સી ખેંચવા લાગ્યું.

એ બરફ ના છિદ્ર માં કૂદવા ચાહતું હતું.

ઇગ્લૂકે કહ્યું, "તું અહીં થી જવા ચાહે છે.

તું અન્ય સીલ સાથે રહેવા ચાહે છે.

હું ઈચ્છું છું કે તું ખુશ રહે.

હું તને છોડી દઈશ."



ઇગ્લૂકે સુલક ની ડોક પર બાંધેલી રસ્સી ખોલી દીધી.

સુલકે બરફ ના છિદ્ર માં ભૂસકો માર્યો.

ઇગ્લૂક સ્લેડ તરફ ચાલવા લાગ્યો.

ત્યાં એણે સીલ નો ભસવાનો અવાજ સાંભળ્યો.



ઇગ્લૂકે પાછળ જોયું. એણે સુલક ને જોઈ.

ઇગ્લૂકે એક મોટી માછલી બરફ પર તરફડતી જોઈ.

ઇગ્લૂક દોડી ને સુલક પાસે ગયો

અને એણે એને ગળે લગાવી.



"અરે વાહ!" ઇગ્લૂકે કહ્યું.

"અચ્છા તો તું મને છોડી ને જવા નથી ચાહતી.

તું તો ફક્ત માછલી પકડવા ચાહતી હતી.

તું એક સીલ છે.

અને સીલને માછલી પકડવી બહુ ગમે છે!"

સુલક ભસી અને એણે ફરી છિદ્ર માં ભૂસકો માર્યો.

એ એક પછી એક માછલી પકડતી રહી.

સુલકે ઘણી માછલી ખાધી, પણ બધી નહીં.

સુલકે એના ખાવા કરતા ઘણી વધારે માછલી પકડી.

જયારે પાછા ફરવાનો સમય થયો તો બરફ ઉપર માછલીઓ નો મોટો ઢગલો હતો.

ઇગ્લૂકે માછલીઓ નો ઢગલો એની સ્લેડ પર લાદયો.

સુલક માટે સ્લેડ પર બેસવા ની કોઈ જગ્યા ન હતી.

એને માછલીઓ ના ઢગલા પર બેસવું પડયું.



જયારે લોકોએ આટલી બધી માછલીઓ જોઈ તો એ આશ્ચર્યચકિત થઈ ગયા.

"ઇગ્લૂક," વૃદ્ધ માણસે કહ્યું, "તું એક મહાન માછીમાર છે!"

ઇગ્લૂકે કહ્યું, "મેં એ માછલીઓ નથી પકડી.

સુલક, મારી સીલે પકડી છે."

ત્યારબાદ ઇગ્લૂકે બધા ને માછલીઓ આપી.



બીજે દિવસે સવારે પણ બધા પાસે ખાવા માટે
માછલીઓ વધી હતી.

એટલે ઇગ્લૂક ના પિતા ને શિકાર પર જવું ન પડયું.

અને ઇગ્લૂક ને પણ માછલી પકડવા જવું ન પડયું.

ઇગ્લૂક બહાર રમવા માટે ગયો.

પણ બહાર રમવા માટે કોઈ બાળકો જ ન હતા.

બહાર કોઈ ન હતું.

"પિતાજી," ઇગ્લૂકે બૂમ પાડી,

"બધા ક્યાં ગયા છે?"





ઇગ્લૂક ના પિતા હસ્યા.

"એ બરફ પર ગયા છે.

એ સીલ ના બચ્ચા ને શોધવા ગયા છે.

એ બધા ને તારા જેવી સીલ જોઈએ છે!"

સમાપ્ત

